શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

સમ્રાટ અશોક પુત્ર

# વીર કુણાલ.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

કાન્તીલાલ કેશવલાલ.

માલેક:-શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ

હાલ મુકામ-જ્યોર્જ થીએટર, સુરત



કિંમત બે આના.

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા

શ્રી "[illegible]" પ્રિન્ટીંગ પ્રેસમાં **રતિલાલ દુલ`ભદાસે** છાપ્યું.

ॐ

तत्सत् परमात्मने नमः

## સમ્રાટ અશોક પુત્ર

# વીર કુણાલ

નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.




રચનાર.

**પ્રભુલાલ દયારામ દ્વિવેદી. એન્જીનીઅર.**

હાલ મુકામ—જ્યોર્જ થીએટર, સુરત.





**શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ માટે**

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**કાન્તીલાલ કેશવલાલ.**

માલીક—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામ જ્યોર્જ થીએટર, સુરત.





આવૃત્તિ ૧લી    સને ૧૯૧૯    પ્રત ૨૦૦૦

કિંમત બે આના.

# સોના ચાંદીના દાગીના ખરીદવાની
## ભરોસાદાર દુકાન.






## શા૦ નરોતમદાસ નગીનદાસની કું.

દરેક જાતના સોના ચાંદીના દાગીના બનાવનાર તથા
વેચનાર તેમજ દરેક જાતના નવા ઘડીયાળો તથા તેને
લગતો દરેક જાતનો સામાન વેચનાર તેમજ
જુના ઘડીઆળો દુરૂસ્ત કરનાર.

એક વખત પધારી ખાત્રી કરવા વિનંતી છે.

**ઠે૦ બરાનપુરી ભાગળ—સુરત.**

# પ્રસ્તાવના.



ભારત વર્ષના મહા પ્રતાપી સમ્રાટ અશોકનું નામ ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે અને તેનું ચરિત્ર નાટકના રૂપમાં લખાઇ ગયું છે. પરંતુ સમ્રાટ અશોકના ધર્મ કર્મ વીર પુત્ર કુણાલના બોધક ચરિત્રનો તેમાં સંપૂર્ણ સમાવેશ ન હોવાથી આ નાટક 'વીર કુણાલ' ના નામથી બહાર પાડયું છે.

નાટકના નાયક કુણાલના ચરિત્ર વિષે નવલકથાઓ અને ઇતિહાસોમાં પણ મતભેદ હોવાને લીધે સપ્રમાણ શું છે તે ઓળખવું સાધારણ લેખકોને મુશ્કેલી ભરેલું થઇ પડેછે; જેથી નાટય પ્રયોગની અનુકુળતા માટે કેટલેક સ્થળે કલ્પનાને પ્રધાનપદ અપાયું છે. પરંતુ હું નાટયકલા અને કાવ્ય સાહિત્યથી અનભિજ્ઞ મીકેનીકલ એન્જીની-અર હોવાથી તે કલ્પના પ્રમાદપૂર્ણ જણાય તો તેની સુજ્ઞ પ્રેક્ષકવર્ગ ક્ષમા આપશે એવી આશા રાખું છું.

પ્રસ્તુત નાટક કેટલાક પ્રતિકુલ સંજોગોમાં પ્રેક્ષક વર્ગ સમક્ષ રજુ થતું હોવાથી, જણાતી ખામીઓ દરગુજર કરી પ્રેક્ષક વર્ગ યત્કિંચિત્ આદરને પાત્ર ગણશે તો મારા સાહિત્ય સેવાના ઉત્સાહમાં વૃદ્ધિ થશે અને મારા પ્રયત્નને સફળ માનીશ. સુજ્ઞેષુ કિં બહુના:—

લેખક:-

જ્યોર્જ થીએટર, સુરત. }
તા૦ ૨૧-૪-૧૮ }

**પ્રભુલાલ દયારામ દ્વિવેદી.**
વીરપુર (કાઠીઆવાડ)

# વીર કુણાલ.

## નામક નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર



## અંક પહેલો



### નાન્દી અને વસ્તુ સૂચન

**પ્રવેશ ૧ લો—ઉપગુપ્તની પર્ણકુટી:**—સ્નાન કરી આવેલો ઉપગુપ્ત સંસારની અસારતાનું વર્ણન કરતો ધ્યાનસ્થ થાય છે. ત્યાં બૌદ્ધ ધર્મના પ્રચારથી ક્રોધે ભરાયલો માર પ્રગટ થઇ પોતાની દુરાકાંક્ષાઓ વ્યકત કરે છે જેથી ઉપગુપ્ત ધ્યાન મુકત થાય છે અને ધર્મના ઉત્કર્ષ અપકર્ષ સંબંધી કેટલોક વિતંડાવાદ થાય પછી સાધુ ઉપગુપ્ત મહારાજા અશોકને પોતાનો શિષ્ય બનાવવાની પ્રતિજ્ઞા કરે છે. માર તે પ્રતિજ્ઞા તોડવાનો નિશ્ચય કરી ચાલ્યો જાય છે જેથી ઉપગુપ્ત પણ ધર્મ પ્રચારના કાર્ય માટે વિદાય થાય છે.

**પ્રવેશ ર જો—સ્વાગત મંડપ:**—વિજય કરી આવેલા કુણાલને તેની ઓરમાન માતા તિષ્યરક્ષિતા સખીઓ સાથે વધાવી રહી છે. ત્યાં સહસા કુણાલના સ્પર્શ થવાથી રોમાંચ અનુભવે છે. કુણાલના અનુપમ સૌંદર્યને જોઇ તેને મોહ થાય છે અને કામ વાસના ઉદ્દભવે છે. પરંતુ કુણાલની પત્ની કાંચનમાળાને સામેથી આવતી જોઇ આશા નિરાશામાં ઝોલાં ખાતી ત્યાંથી ચાલી

જાય છે અને પતિ પત્નીની પ્રેમ ચેષ્ટાઓ જોવા માટે મંડપની ઓથે છુપાય છે. ત્યાર બાદ કાંચનમાળા પ્રવેશ કરે છે. પછીથી દંપતિની પ્રેમ ચેષ્ટાઓ, તે જોવાથી તિષ્યરક્ષિતાની મોહાંધતા, પરંતુ પતિ ભકિત જાગ્રત થવાથી મોહ મુગ્ધ થવા માટે પશ્ચાતાપ અને વિચાર શૂન્ય થઇ એક આસનપર બેસી જવું. ત્યાં માર પ્રગટ થાય છે, તિષ્યરક્ષિતાની વિષય લાલસા પાછી પ્રબળ કરે છે જેથી તે કુણાલપર મોહાંધ થઇ રાત્રીએ શયન મંદિરમાં આવવાનો પત્ર પોતાના લોહીથી લખી દાસી કલ્યાણી સાથે કુણાલપર મોકલાવે છે જેથી મારને અત્યંત હર્ષ.

**પ્રવેશ ૩ જો—રસ્તો**—ચંદનદાસની દીકરી ભુલામણીને પર જવા માટે જુદાભાઇ મોટા કરોડપતિ અને ચતુર તેનો મુનીમ બનીને આવ્યા છે. ત્યાં ભૂલામણી આવે છે જેથી જુદો પોતાની શાહુકારીના જપાટા મારી ભૂલામણીને પોતાની જાળમાં સપડાવે છે. ત્યાં ભુલામણીની નાની બ્હેન કસ્તુરી આવે છે અને મોટી બ્હેનને તેના પ્રેમી સાથે જોઇ નિરાશ થઇ ચાલી જાય છે જેથી છુપાઇને જોતો ચતુર તેને પોતાની કરી લેવા માટે તેની પાછળ જાય છે પછીથી ભુલામણી અને જુદાના અંતરોદગાર.

**પ્રવેશ ૪ થો—શયન મંદિર**—માતાનો પુત્રપર પ્યાર જોઇ આશ્ચર્ય પામતી કલ્યાણી કુણાલ આવતાં તિષ્યરક્ષિતાનો પત્ર આપે છે. કુણાલ તે પત્ર વાંચી, રાત્રીએ એકાંતમાં માતા પાસે પણ ન જવાનો નિશ્ચય કરી પત્ર ફાડી નાંખે છે અને પ્રાતઃકાળમાં આવવાનુ કહી કલ્યાણીને વિદાય કરે છે. પછીથી કાંચનમાળાની રાહ જોતો નિદ્રાધીન થાય છે ત્યાં તિષ્યરક્ષિતા પોતેજ ત્યાં આવે છે અને

કુણાલને જગાડી મોટી મોટી લાલચોમાં લપટાવી નિર્લજજતાથી પ્રેમ યાચના કરે છે. પરંતુ કુણાલ તેનો તિરસ્કાર કરે છે જેથી તિષ્યરક્ષિતા પોતાપર અત્યાચાર કરવાની બૂમો પાડી પહેરેગીરોને બોલાવે છે અને કુણાલને કેદ પકડાવી ન્યાય સભામાં મોકલાવે છે. તે જોઇ માર અત્યંત આનંદ પામે છે,

ટેબ્લો.

**પ્રવેશ ૫ મો—ચંદનદાસનું ઘર**—યૌવન ભાવ વ્યક્ત કરતી કસ્તુરી આગળ ચતુર પોતાને પરણવા માટેનો જવાબ માંગે છે. જેથી કસ્તુરી ચતુરની કસોટી કરવા માટે સામેથી રોહિણી સાથે તે ન ઓળખે એવા રૂપમાં ઉભા રહેવાનું કહે છે જેથી ચતુર બાજુ પર જઇ પોશાક બદલી ચણાવાળો બનીને આવે છે અને રોહિણીને છેતરી યુકિતથી વિદાય કરી દે છે જેથી કસ્તુરી પ્રસન્ન થાય છે પછી પ્રેમીઓના પ્રેમાલાપ,

**પ્રવેશ ૬ ઠો—ન્યાય સભા**—સામ્રાટ અશોક આગળ તિષ્યરક્ષિતા કુણાલે પોતાના ઉપર અત્યાચાર કરવાના પ્રયત્નની ફરિયાદ કરે છે જેથી અશોક કુણાલને ધિક્કારે છે કુણાલ બહુ બહુ પ્રયત્નો કરે છે છતાં સાક્ષી પુરાવો ન હોવાથી અને અશોક રાણીના સૌંદર્યમાં લુબ્ધ હોવાથી કુણાલને વગર સહાયે અને વગર રકત પાતે કોઇ મહાન રાજ્ય મેળવવાની વિલક્ષણ શિક્ષા થાય છે. ત્યાં ઉપગુપ્ત પ્રવેશ કરે છે અને અશોકને સ્પષ્ટ જણાતો અન્યાય ન કરવા કઠોર શબ્દોમાં સમજાવે છે જેથી અશોક ક્રોધે ભરાઇ તેને પણ દેહાંત દંડની સિક્ષા ફરમાવે છે.

ટેબ્લો.

**પ્રવેશ ૭ મો—કુણાલનો આવાસ—**દર્શનાતુર કાંચનમાળા આગળ કુણાલ સર્વ વૃતાંત જણાવે છે અને પતિસેવા પિપાસુ પત્નીને સાથે લઈ દંપતિ વિદેશ જાય છે.

**પ્રવેશ ૮ મો—ચંદનદાસનું ઘર.—**ભુલામણીએ પોતાને પરણવા માટે સ્વયંવર રચાવ્યો છે ત્યાં કેટલાક ઉમેદવારો પણ આવ્યા છે પરંતુ તે સર્વને નાલાયક જોઇ ભુલામણી જુદાના ગળામાં વરમાળ પહેરાવે છે અને સર્વના ગયા પછી નવીન યુગ્મના આનંદોદગાર

**પ્રવેશ ૯ મો—ઉદ્યાન—**દેહાંત દંડની શિક્ષાને એક પ્રહરનો વિલંબ હોવાથી ઉપગુપ્ત નરકાલયની આગળના ઉદ્યાનમાં ધ્યાનસ્થ બેઠેલો છે. ત્યાં માર પ્રગટ થાય છે અને આશા તૃષ્ણા આદિ સહચરીઓને બોલાવી ઉપગુપ્તને મોહમુગ્ધ કરવા કહે છે. જેથી તે મોહિનીઓ મોહક અભિનયથી ઉપગુપ્તને લલચાવે છે પરંતુ ઉપગુપ્ત તેમને ઓળખવાથી તેમનો તિરસ્કાર કરીને કાઢી મૂકે છે. ત્યાં અશોક આવે છે અને સાધુના ઉપદેશને મિથ્યાદંભ માની નર્કભૂમી બતાવે છે. અને બે પત્થર વચ્ચે છુંદી નાખવાની શિક્ષા ફરમાવે છે. જમદૂતો ઉપગુપ્તને પકડી પત્થર પર ઉભો રાખે છે અને તેના માથાપર બીજો પત્થર પડતો મૂકે છે. પરંતુ ઉપગુપ્તના માથાને સ્પર્શ કરતાં પત્થર ફાટી તેમાંથી બુદ્ધની તેજોમય મૂર્તિનું દર્શન થાય છે. જેથી અશોક ભય પામી તેના ચરણમાં પડે છે.

ટેબ્લો.

# અંક ૨ જો



**પ્રવેશ ૧ લો—રાજસભા—**તક્ષશિલા નરેશ કણુંદેવની રાજસભામાં આવીને કુણાલ દ્વંદયુદ્ધની માગણી કરે છે કણુંદેવ તે સ્વીકારે છે. પરંતુ યુધ્ધમાં કુણાલ તેને પરાજય આપી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી પોતાનો મિત્ર બનાવે છે.

ટેબ્લો.

**પ્રવેશ ૨ જો—આવાસ—**કુણાલને વિજય મળવાથી હર્ષ ઘેલો અશોક તિષ્યરક્ષિતા આગળ આવી કોઇપણ વસ્તુ માગવાનું કહે છે. તિષ્યરક્ષિતા માત્ર તેની રાજમુદ્રિકા માગે છે. તે આપીને અશોક જાય છે. પછીથી રાણી, કુણાલ પાછો ન આવે એટલા માટે અશોક નામથી કણુંદેવ ઉપર કુણાલની આંખો ફોડવાનો પત્ર લખી અશોકે આપેલી મુદ્રિકાની મહોર કરી પોતાના વિશ્વાસુ અંગ રક્ષક રવીપાલ સાથે તક્ષશિલા મોકલાવે છે.

**પ્રવેશ ૩ જો-વિલાસ ભુવન—**તક્ષશિલાપર વિજય મેળવ્યા પછી ત્યાંના રાજભૂવનમાં કુણાલ કાંચનમાળા સાથે વિલાસ(રંગરેલાણી) રહ્યો છે ત્યાં કણુંદેવ રવીપાલ સાથે આંખો ફોડવાનો પત્ર લઇને આવે છે. કુણાલ તે પત્ર વાંચી પિતાની આજ્ઞાપર પોતાની આંખો ફોડવા તૈયાર થયા છે, કણુંદેવ બહુ બહુ કલ્પાંત કરે છે પરંતુ કુણાલ પોતાની ધારણામાં દ્રઢ રહી પિતાની આજ્ઞાને માન આપી, મારાઓના કંપતા હાથ પકડી પોતાની બન્ને આંખો ફોડી નાંખે છે.

ટેબ્લો.

**પ્રવેશ ૪ થો-જુઠાભાઈનું ઘર**-કરોડપતિ સાથે ભોગ વિલાસ ભોગવવાની આશાવાળી ભલામણી આગળ જુઠાનું પોગળ ખુલ્લું પડી જાય છે. જેથી ભલામણી નિરાશ થાય છે અન્નેભાઈ ઓને ધુતારા અને ભીખારા જોઈને અત્યંત પસ્તાય છે પરંતુ આખર તેનો ગૃહસંસાર બરાબર સુધારવાનો નિશ્ચય કરે છે ત્યાં જુઠાનો એક લેણીયાત આવે છે જેથી ભલામણીના કહેવા પ્રમાણે જુઠો અને ચતુર છૂપાઈ જાય છે. પછાથી ભલામણી લ્હેરીલાલ નામના લેણીયાતને અંદર બોલાવે છે અને યુકિતથી પ્રેમ જાળમાં સપડાવે છે, ત્યાં જુઠો અને ચતુર આવી તેને મારમારી નાણાં કઢાવે છે.

**પ્રવેશ ૫ મો-ઉદ્યાન**-તિષ્યરક્ષિતાની પ્રપંચમય પ્રાર્થનાથી અશોક ઉપગુપ્તને, કુણાલને પાટલીપુત્ર મોકલવા અને પછી દેશોદેશ ધર્મ પ્રચાર કરવા જવાની પ્રાર્થના કરે છે. ઉપગુપ્ત તે પ્રાર્થનાનો સ્વીકાર કરી અશોકને કેટલોક ઉપદેશ આપી વિદાય થાય છે. અશોકના ગયા પછી રવીપાલ આવે છે અને કુણાલની આંખો તિષ્યરક્ષિતાને આપે છે. તિષ્યરક્ષિતા તેને પગતળે છુંદી નાંખે છે તે જોઈ પોતાના પાપી પેટપર ધિક્કાર આવવાથી રવીપાલ પાપ કર્મો કરાવનાર પેટને ફોડી નાંખી આત્મહત્યા કરે છે.

**પ્રવેશ ૬ ઠો-જંગલ**-અંધ કુણાલ અને કાંચનમાળા પહાડના પત્થરોમાં આથડતાં ક્ષુધા તૃષાથી પીડાઈ રહ્યાં છે ત્યાં માર કિરાત વેશમાં આવીને તેમને ધર્મ ભ્રષ્ટ કરવાના હેતુથી પોતાની માયાથી ઉપજાવેલું તામસી ભોજન આપે છે. પરંતુ દેવેચ્છા જુદીજ હોવાથી જેવી કાંચનમાળા રોટલો કુણાલના હાથમાં આપી પાણી ભરવા જાય છે તેવુંજ એક પક્ષી આવીને કુણાલના હાથમાંથી

રોટલો ઝુંટવી જાય છે તે જોતા કાંચનમાળાના હાથમાંથી પાણીનું વાસણ પડીને ફુટી જાય છે અને કાંચનમાળા મૂર્છાવશ થાય છે. પોતાનો આપેલો ખોરાકપક્ષીને ઝુંટવી જતું જોઇ માર આશ્ચર્ય પામે છે અને કોઇ બીજી યુકિત કરવા વિચાર કરે છે ત્યાં સામેથી ઉપગુપ્તને આવતો જોઇ માર અદસ્ય થાય છે. પાછળથી કાંચેનમાળાને મૃત્યુ પામેલી જાણી કુણાલનું કલ્પાંત; આત્મઘાતની તૈયારી ઉપગુપ્તે તેને તેમ કરતાં અટકાવવો. કાંચનમાળાને સાવધ કરવી અને દંપતિને ઉપદેશ.

પ્રવેશ ૭ મો–જુઠાનું ઘર–કસ્તુરીનો વિયોગ સહન નથવાથી ચતુરે તેમનાં માબાપને કસ્તુરી સહિત ભુલામણી બિમાર છે એવો કાગળ લખીને તેડાવ્યા છે તે સર્વ આવતાં તેમને ભૂલામણી મરી ગયાનું કહી રોવરાવે છે ત્યાં ભુલામણી આવીને સર્વને રોતા જોઇને તે પણ રોવા લાગી જાય છે અને એક ચતુર તરફ છુપાઇ રહે છે થોડીવારે જુઠો આવી બધાનું સમાધાન કરી ઘરમાં તેડી જાય છે ત્યાં પાછળથી ચતુર કસ્તુરીનો હાથ પકડી લે છે અને પ્રેમીઓનો પ્રણય કલહ ચાલે છે.

પ્રવેશ ૮ મો–અશોકનો આવાસ–કુણાલના કાંઇપણ સમાચાર ન મળવાથી અશોક ચિંતાતુર અવસ્થામાં બેઠેલો છે ત્યાં કર્ણદેવ અને રાધા ગુપ્ત આવી કુણાલની આંખો ફાડી નાંખી દેશપાર કર્યાના ખબર આપી તેની કુરતા માટે ઠપકો આપે છે. પરંતુ અશોક પત્ર લખ્યાનો ઇનકાર કરે છે. જેથી બધાં ગુંચવાડામાં પડી જાય છે. ત્યાં દાસી કલ્યાણી આવે છે તેને શામદામથી મનાવે છે અને કલ્યાણી બધુ પોગળ ખુલ્લું કરે છે ત્યાં તિષ્યરક્ષિતા

પોતાની ગુપ્ત બીના બહાર પડતી અટકાવવા માટે કલ્યાણીને તીરથી વીંધી નાંખે છે. પરંતુ અશોક તેને જોઇ જાય છે જેથી રાણી એ ધડક નીચે આવે છે તેને નીચે પટકી સાચું શું છે તે મનાવે છે. રાણી સઘળું કબુલ કરે છે જેથી અશોક તેનો વધ કરવાનો હુકમ ફરમાવે છે ત્યાં ઉપગુપ્ત પ્રગટ થઇ આ સર્વનું કારણ પાપીષ્ટ માર છે એમ બતાવી અશોકને સ્ત્રી હત્યા કરતો અટકાવે છે. એક તરફ કંપતા મારનું દેખાવું.

ટેબ્લો.

---

# અંક ૩ ત્રીજો.



**પ્રવેશ ૧ લો–ઉપવન**–પાણી ભરવા જતી કાંચનમાળા આજ્ઞાન નારીઓને નારી ધર્મ શું છે તે સમજાવે છે અને પતિ: ભક્તિ તથા સદ્ધર્મનો ઉપદેશ આપે છે.

**પ્રવેશ ૨ જો—મહાલયની આગળનું ચોગાન**—અશોકના શયનમંદીર નીચે થઇને કુણાલ અને કાંચનમાળા પ્રાત સ્નાન કરવા જાય છે ત્યાં પહેરેગીર ધક્કા મારે છે જેથી કુણાલ સમયની મહત્તા વર્ણવે છે તે સાંભળી અશોક જાગ્રત થઇ નીચે આવે છે અને કેટલીક વાતચીત પછી પરસ્પર ઓળખાણ અને પિતા પુત્રનો મેળાપ.

**પ્રવેશ ૩ જો—કારાગાર**—તિષ્યરક્ષિતાને પોતાની ક્રુરતા માટે પશ્ચાતાપ અને આત્મઘાતની તૈયારી ત્યાં અશોક આવી તેને

તેમ કરતા અટકાવે છે. ત્યાર બાદ અંધ કુણાલ ત્યાં આવે છે તેને જોઇ પશ્ચાતાપ કરતી તિષ્યરક્ષિતા તેની પાસે અપરાધની ક્ષમા માગી પોતાની આંખો ફોડવા તૈયાર થાય છે. પરંતુ ઉપગુપ્ત આવીને તેને સાહસ કરતી અટકાવે છે અને કુણાલને પુનઃ નેત્ર પ્રાપ્તિ થાય છે. પછી પાપથી સળગતા અને ક્ષમા માગતા મારણું આવવું. તેને ક્ષમા, અને સર્વનો તેના તરફ તિરસ્કાર દેખાશે.

**પ્રવેશ ૪ થો**—જુહાનું ઘર—ચંદનદાસ કસ્તુરીને ચતુરવેરે ન પરણાવતો હોવાથી ચતુર જુહાને ઝેર અપરાવ્યાનું બહાનું કરી ચંદનદાસ અને રોહિણીને બનાવટી કોટવાળ પાસે કેદ કરાવે છે અને આખર પરણવાનું કબુલ કરાવે છે ત્યારે બધો પ્રપંચ ખુલ્લો કરે છે. જેથી ચંદનદાસ ચતુરની ચતુરાઇ પર ખુશી થાય છે અને પોતાની બધી મીલકત બન્ને બાળકોને સોંપે છે જેથી સર્વને આનંદ.

**પ્રવેશ ૫ મો**—મહાલય—દષ્ટિ પામેલા કુણાલ અને સઘળાં દુઃખો દૂર જવાથી આનંદમાં આવેલી કાંચનમાળાની પ્રેમ ચેષ્ટાઓ.

**પ્રવેશ ૬ ઠો**—ચૈત્ય—ઉપગુપ્ત અને બાળ સાધુઓ સમક્ષ જે સ્થળે નરકાલય હતું તે સ્થળે બાંધેલા વિશાળ ચૈત્યમાં ભગવાન બુદ્ધની પ્રતિમાનું દર્શન અને જયઘોષ



# વીર કુણાલ નાટકનાં મુખ્ય પાત્રો



## પુરૂષ પાત્રો.

---

અશોક......પાટલી પુત્ર નગરનો મહા પ્રતાપી મહારાજા

કુણાલ... ...અશોકનો ધર્મ કર્મવીર પુત્ર

ઉપગુપ્ત ...એક બૌદ્ધ ધર્મી સાધુ અને સદ્ધર્મીઓનો પક્ષકાર

કર્ણદેવ ...તક્ષશિલા નગરીનો રાજા

માર... ...પાપનો પ્રચાર કરનાર અને ધર્મથી શત્રુતા ધરાવનાર પાપીષ્ટ

રાધાગુપ્ત...સમ્રાટ અશોકનો પ્રધાન

જુઠાભાઈ...વડીલો પાર્જીત મીલકત ઉડાવી દીધા પછી ધૂર્ત વિદ્યા શીખી લોકોને ધુતવા નીકળેલો વણીક.

ચતુર ... ...જુઠાનો નાનો ભાઇ છળ પ્રપંચનો આકાર

ચંદનદાસ...એક ભોળો અને લોભી વણીક અને જુઠાનો સસરો

રવીપાલ ...સમ્રાટ અશોકની રાણી તિષ્યરક્ષિતાનો વિશ્વાસુ અંગ રક્ષક

ઉપરાંત—દરબારીઓ, સભાજનો, સૈનિકો, મારાઓ, ધર્મદૂતો, કોટવાળ અને પ્રતિહાર વગેરે.



# સ્ત્રી પાત્રો.

---

તિષ્યરક્ષિતા... ...સમ્રાટ અશોકની પત્ની અને કુણાલની ઓરમાન માતા

**કાંચનમાળા**... ...કુણાલની પતિ પરાયણા અર્ધાંગના

**કલ્યાણી**... ... ...તિષ્યરક્ષિતાની વિશ્વાસુ દાસી

**ભૂલામણી** ... ...ચંદનદાસની ઉચ્છૃંખલ પુત્રી અને જુદ્દભાઇના પત્ની

**કસ્તુરી**... ... ...ભૂલામણીની ઓરમાન બ્હેન અને પંખાંથી ચતુરની પ્રિયતમા

**રોહિણી**... ... ...ચંદનદાસની ગર્વિષ્ટ પત્ની

**આશા, તૃષ્ણા અને સખીઓ** } મનુષ્યને મોહ પાસમાં લપટાવનારી, દુષ્ટ માટે ઉપગુપ્તને ચળાવવા માટે બોલાવેલી વ્યક્તીઓ.

**ઉપરાંત**—સખીઓ દાસીઓ વારાંગનાઓ વગેરે

**સ્થળ**—પાટલીપુત્ર, તક્ષશિલા, હિમપ્રદેશ, નરકાલય અને અરણ્ય ઇત્યાદિ.



શ્રી પરમાત્મને નમઃ

શ્રી

# સમ્રાટ અશોક પુત્ર

# વીર કુણાલ

નાટકના ગાયનો

---

## અંક પહેલો

---

( મંગળાચરણ )

સુત્રધાર, નટી, બાળાઓ—

મંગળકર શિવ સકલ તું,
વિપદહર અભય કરતું—
શંભુ સ્મરણ દુરિત હરણ,
કરીયે ધરી ચરણ શરણ,
અશરણ શરણ શશી ભાલ—

૧

બાળાઓ—

ધન્ય તે ધર્મ ધુરંધર નરને, પર જન હિત આચરતા....
કહે જે પરધન પત્થર માન, પરનારી ગણતા માત સમાન

દેવ ગણી પીતા માતને ભજતા, છળ તરકટને તજતા
થયાં બહુ ધર્મ નીતિના ધામ, વધાર્યું ભારતનું અભિમાન
તેજ નરવર ભૂષણુ થઈ ફરતા, કરિ કરૂણા હિત કરતા
ઉપગુપ્ત— ૨
સંસાર સાર વિનાનોરે જો પામર પ્રાણી;
આલમની આ ફુલવાડી રહી મોહની લગાડી;
કાળ લૂટારો લૂટી જાશેરે....
કાયાની કળીઓ નાની, ખીલી આખર ખરવાની;
ત્યારે પસ્તાવો તને ખાશેરે....
બહુ રંગી બાગ તારો, તેથી ઉદ્ધારનારો,
ધર્મ અહિંસા તને થાશેરે....
ઉપગુપ્ત— ૩
દુર્જન જન મનના મેલા સ્વભાવેજ એવા;
તેને બીજાના ભલા બુરાથી લેવા ન દેવારે, હો જીવડારે-
આશા હૃદયમાં તારા હલકટ હેવા;.... .... ...........
સજ્જન નીજનું સર્વ દઇ, અભર કરે ઉપકાર;
દુર્જન અન્યનું સર્વ લઇ, ભરે પાપનો ભાર;
કર જીવ સુકૃત્ય ભવ તરવારે................હો જીવડારે-
પરહિત કારણ જે જનો, આપે નીજના પ્રાણ;
તેનું વિશ્વ વિષે સદા, કોટી કોટી કલ્યાણ;
........કરજીવસુકૃત્ય-

સખીઓ— ૪

આજે દિન સોહામણો;
આવે રઘુવીર કોડામણો;
સખી રાજકુંવર રસીઓ..........
કામણગારો એ,
મનહરનારો એ;
પ્રેમી જનનો પાલનહારો,
હૃદય વિષે વસીયો,.... .... ....

નિત્યરક્ષિતા અને સખીઓ-૫

સાહેલીરે વધાવો નરવર પૂરા હર્ષથી
મોતીની માળા; પુષ્પ રસાળાં
કંઠે ધરીને શોભાવોરે
એ રાજકુંવરને, વરસુંદરને, રત્નાકરને
નેહ નગીના; પરિમલ ભીના;
ઉરના ઉમંગે હરખાવોરે
નૃપ નંદનને, મદ ગંજનને, જન વંદને—

કાંચનમાળા અને સખીઓ-૬

મોહનજીને મળવા ધા ધીરી ધીરી બાલ,
વા, ચંપક વરણી ચાલે શી ધીમી ધીમી ચાલ—
અલબેલા અમૃત ધારા;
પ્રિયકર નયનો તારા;
દર્શન લોચનીયાં ઢાળી;
પામું જોબન વનમાળી;
પહેરાવો પ્રીતે પ્રીતે આ મોતીડાંની માળ—

કુણાલ, અને કાંચનમાળા—૭

આવજો આવજો પ્રેમી પોપટજી;
મીઠી મેનાને રીઝાવજો—
વસ્યું છે દીલ તમારા દીલ વિષે દીવાની છું
નીહાળું વાટડી હું દીલ દવા વિનાની છું
વિયોગી વનનાં આ પંખી સોહામણાં,
હેતે બોલાવજો; રસમાં રેલાવજો,
મીઠડું બોલી અમી વરસાવજો—

ભૂલામણી— ૮

હું મદમાતી: ભૂલામણીને નામે પંકાતી,
છું જોબનમાં મદમાતી, હું લચક છબી લેખાતી—
ભરજોબનમાં ઝોલાં ખાતી,
દેવ દરશને જાતી;
નીરખી કૈકની અંતરકળીઓ,
ખીલીને કરમાતી, રસથી છલકે મુઇ છાતી—

ભૂલામણી, જુઠ્ઠાભાઈ— ૯

કરોડપતિને કારણે રે,
મારૂં જોબન ધન કુરબાન—રે મારો કરોડપતિ.
મારા મોંઘા જીવન પ્રાણ,
મારૂં ભર દરીયાનું વ્હાણ—રે મારો કરોડપતિ.
ભૂલામણીના પ્રેમને રે,
જુઠ્ઠોભાઇ જીતી જાય—રે મારી ભૂલામણી.

મારૂં જીવતર ઝોલાં ખાય,
મારે કાળજે કાંઇ કાંઇ થાય—રે મારી ભુલામણી.
રંગ રાગ રીતેથી કરશું,
દીલભર દીલડાં ભરશું,
કરી નામના દુનીયા તરશું,
સાથે સાથે મરશું,—રે મારી ભૂલામણી.

કલ્યાણી— ૧૦

જોયો જમાનો આ કલિનો પાપનો વિસ્તાર છે;
જ્યાં ત્યાં જગતમાં પાપનો જામી રહ્યો અધિકાર છે—
સારા બિચારા ખાય ખત્તા દુર્જનો પુજાય જ્યાં;
મરવા પછી સદ્‌ગુણ ગણે દુનીયા અજબ નાદાર છે—
સત્‌યુગ જાતાં ધર્મને દ્વાપર જતાં યજ્ઞો ગયા;
ત્રેતા જતાં તીર્થો ગયાં કલિમાં કપટ ભંડાર છે—
માતા વિષયના પ્યારથી સુપુત્રને ચહાનાર છે;
કાળાં કરાવે કૃત્ય કામી પ્યારને ધિક્કાર છે—

કસ્તુરી— ૧૧

જો જો જાદુ કોઇ ન કરતા,
જો દીલ ભરતા મમ મન હરતા—
મ્હેકે મમ અંગે કસ્તુરી,
વાસ રસીક નરને આવે,
દીલડું ડોલે દીલ હરવા,
વર વરવા વશ કરવા—

કસ્તુરી અને ચતુર— ૧૨

વ્હાલા મારા દીલડાના દોર,
બાંધી હું ભોળીને જાળમાં,
તુંજ મારા કાળજાંની કોર,
સાથે છું પ્રીતિ નિશાળમાં,
ઘેલાણી હું અલબેલી બની,
ચતુરાઇ થકી હું ચેલી બની;
ઓ પ્યારી, હું તારી, રસવારી, હારી હારી,
ચાલો; ચાલો મારા ચિતડાના ચોર—

કાંચનમાળા— ૧૩

અલબેલા તારી આંખડીરે મુજને લાગે છે મીઠી મીઠી;
મદહરનારી એ, કામણગારી એ, પ્રાણથી લાગે પ્યારી પ્યારીરે—
હૃદયની જ્યોતિ, મનહર મોતીએ, જોતી જોતી હુતો હારીરે—
રતિરસ રેલીરે, કરી મને ઘેલીરે, આવો વ્હાલીડા વારી વારીરે—

કુણાલ અને કાંચનમાળા— ૧૪

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી;
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી.
થયા દુર્ભાગીયા એવા, તજાવી દેશની સેવા;
ભટકશું પારકા ઘરમાં, બની લાચાર પરદેશી.
અમારાં ધર્મ નીતિથી, અમારી સત્ય રીતિથી;
અમે સત્કર્મથી થઈશું, હૃદયના હાર પરદેશી.
અમારાં દેશ બંધુઓ, અમારી જન્મ ભૂમીમાં;
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી,

## ભૂલામણી, જુહાભાઇ—૧૫

છેલા મારા જોબનની વાડી લૂટાવશું,
બલ બની દુનીયાની ગાઢી ખેંચાવશું,
હૈડા હીંચોળે ઝૂલાવશું,
કામદેવ ખાસડે ઉડાવશું,
મારો વાલવડો, મૂકો જોશે કોઇ;
હું શરમાઉં, શામળીઆને જોઇ,
ઘુંઘડડો ખોલી રીઝાવશું—

## આશા અને સખીઓ—૧૬

આલી રમીયે આવો ઉપવનમાં;
જોગીરાજનો જોગ તજાવો, લલચાવો લોચનમાં....
પ્રિયતમને પારે આવો સુંદરતા સહુ ઝળકાવો;
પ્રંતિની ધુન જગાવો,....
મદન રાજની ધુણી જગાવી, જોગ ધરૂં જોબનમાં....
ભગવાં ભભૂતી ચોળી કર ધરૂં કામની ઝોળી;
જોગીને રસમાં રોળી,...
કસી કંચુકી કસકસતી હું રસબસ કરૂં બસ તનમાં
બોલીને મીઠી વાણી, દીલડું કરી પાણી પાણી:
જોગો હવે જોબન માણી,....
વાલમ કાજે હું વનવેલી, થઇ વસવાની વનમાં...

આશા અને સખીઓ—૧૭

જોગીવર મારા, મોંઘા શૃંગાર માનો માનો;
લ્યો પ્રેમ મંત્ર આ છાનો,
હાં છાનો હાં છાનો એ પ્રીતિરસ પીવાનો—
જોબનની ખીલી ફુલવાડી, મનહર મારા લૂંટો;
રે લૂંટો હાં લૂંટો પ્રીતિનાં પૂષ્પો ચૂંટો—
ભજવાની જોગી હું તમને જોગણ થઇ અલબેલી;
અલબેલી હું ઘેલી ઘો રાગ રંગમાં રેલી—
આલીંગન ચુંબન અધરામૃત, અમૃત સીદ્ધિ સાધો;
હાં સાધો હાં સાધો આ નવીન જોગ આરાધો—

—————

# અંક બીજો



વારાંગનાઓ— ૧૮

સાવરીયાં કો દેયાં કહા મન ભાયે;
નીહારત મીઠી મીઠી નયનાં લગાકે,
દેખત મોકો યે પરાયે—
ચ્હડાવત ગગરી મોરી પનઘટવાપે,
નટવર નંદ કેરો જાયો—
પકરત બૈયાં મોરી હસત હસાવત,
ચાહત સંગ લીપટાયો—

કાંચનમાળા, સખીઓ—૧૯

( ગરબો )

હાંરે રંગ રસીયે વગાડી વાંસલડી
ચતુરા ચિતને ચળાવતી હસાવતી ડોલાવતી
રે મારા કાળજામાં કાંઇ કાંઇ થાય
જીવ ઝાલ્યો ના ઝલાય
પ્રીતમ દરશન ચિત ચ્હાયરે
વિશ્વનાદ મય દેખાય.........................હાંરે૦

[ સાખી ]

સુતી'તી સુખમાં સખી, સુણી વેણુંનો શોર
હું ઝબકી જાગી ઉઠી, જઇ જોયો ચિત ચોર;
જોતાંની સાથ એના તેજે અંજાઇ ગઈ
હું તો એની મોરલીના નાદે વીંધાઇ ગઇ
ગુણીયલ ગોપીઓના ગણુમાં ગણાઈ ગઈ
નટવરને લોચનીયે લોભાઈ ગઇ

[ સાખી ]

હું ને તે એક રૂપ થઇ, રમતા અનુપમ રાસ,
ત્યાં રૂસણું ઝળકી ગયું, રહી અધુરી આશ;
હસતાંમાં હાણુ થઇ જીવનની લ્હાણુ ગઈ
મોહન મનાય નહિં હારી હું હાય રહી...રે મારા.

કાંચનમાળા, સખીઓ—૨૦

શાને પેલી અલબેલી આતુર થાય થાય થાય;
આવે પ્રીતમ અકળામણ તારૂં જાય જાય જાય;
શાણું થઈ શાને શરમાવો, અમથાં શું અકળાવો,
મન ભાવે પણ ભાવ ખાઇને, માથું શીદ ડોલાવો,
આવો................................લ્યો લ્હાવો,
કામ જંગ, શ્યામસંગ, મ્હાણો રંગરાગ—

કાંચનમાળા, કુણાલ—  ૨૧

શશીવર મારા, સ્નેહ સુધાથી, તુંહિ તુહિરે ભર્યો
માળા મેં તારી છોગાળા છે ધારી વ્હાલા,
અંતરમાં રે'છે તારૂં ધ્યાન;........................
મુરતી મનોહર હૃદયે ધારી રહી,
હારી રહી હું છેલા વારી રહી,

કુણાલ—  ૨૨

આંખ જો જગત ફરી ફરીથી જોવું નથી;
રે દશા બુરી થતી તથાપિ રોવું નથી;
રે અભાગી આંખડું ખરી અભાગણી હશે;
હું પિતુ વચનથી ફોડું આંખો પાપીણી........

ભૂલામણી— ૨૩

મારા પાતળીયાની જોડ જગમાં ના જડેરે,
એ ખબ હું મોહની મોળી,
રીઝાવું પ્રીતિ રસ ઢોળી,
મદન રંગથી રસીયો રોળી,
ધરૂં પ્રેમની ઝોળી—

ભૂલામણી, લ્હેરીલાલ—૨૪

તમે લાલછો લટકાળા
તુ મોંઘી મોહન માળા..........
સોનાની લંકા લાવો,
તું કરવાની મને આવો,
જુઠ્ઠી પીછાણી પ્રીતિ તમારી જાઓ મને ન બોલાવો,
ભૂલ્યો તમારે પગે પડું છું, ખીલી નારંગી ખવરાવો,
મનહર મારા, સેવક તારા,
રસીયા દીલમાં વસીયા...............

જુઠો, અતુર ભૂલ્યા, લ્હેરી—૨૫

ટાંગા ટોળી ક્યો કરીયે,
ખીર પોળી ક્યો કરીયે—
હૈયે હોળી આપણને-ધોકો ઝોળી આપણને,
ભાઇ બતાવો ખેલ આવો કોઇ ઠેકાણુ જોયો!
જોતાં આંગણુ ઘર ખેચ્યુંને લ્હેરીલાલ રોયો
વાહ! વાહ! વાહ! વાહ!
વોયમા! વૉય! મને ધોકો લઇને ધોયો........

ઉપગુપ્ત— ૨૬

તારૂં ખેતર હરણાં ખાયરે જંજાળી જીવડા;
તારૂં જીવતર એળે જાયરે જંજાળી જીવડા;
દશ ઇન્દ્રિય હરણી ગણી કાયા ખેતર રૂપ;
પાણી કંડવું પીંડને પૂરે પાપ મોહનો કુપ--રે જં.
કર્મ બીજ કોહાવતું મોહ કુપનું નીર;
હરણુ છોડવા ચરી જતાં જીવ જાળવ દેહનું હીર–રે

ઉપગુપ્ત— ૨૭

કારી નયનથી નચાવે નારી પામર નર નાદાન;
હાવ ભાવ ભૂલાવા કરતી, મોહજાળ પ્રીતે પાથરતી,
દર્શનથી દીલડાંને હરતી,...... ...... ...... ......
ચાર ટકાનું જોબન આપી, લાખ ટકા હરતી—
મોહનું બાણુ નારી—
જુઠી હસતી જુઠી રડતી, મુખથી અમૃતમય ઉચરતી,
હૃદયે ઝેર હળાહળ ભરતી,...... ..... ..... .....
કામ ક્રોધમાં ભૂલી કૃત્યો કાળાં આચરતી—
રે નર્ક સમાન નારી--
નીર વિના ધરતીપર તરતી, પરનરના કરમાંથી સરતી,
પતિવૃતાનો ડોળજ ધરતી,..... ..... ...... .....
અંતે તે વીણ મોતે ભવમાં, ઝુરીને મરતી—
રે અજ્ઞાન નારી—

ઉપગુર૧— ૨૮

છોડી દુનીયાની માયા, કાયા તે કામનીરે;
પરહિત કારણ નવ રાખો, પરવા ધન ધામનીરે;—
માન પાનની પીડા તજીયે, ભાજી ચોખા ભજીયે;
ઘર ઘર ભટકી ધર્મ ધ્વજા લે દેશની સેવા સજીયે;
સાચી કમાણી કરવી, નીતિ દયા દામનીરે—

કસ્તુરી, અને ચતુર— ૨૯

છોડો છોડો ચતુરજી માગ મેં આપને જાણ્યા ધુતારા;
મને લાગે કટારી જેવા આ આંખોના તીખા ઈસારા;
મુકો હાથ મરડાય--હવે શાને શરમાય,
અને કંઇ કાંઇ થાય વાયરે.................છોડો છોડો૦
જાઓ નહિં માનું મદઘેલા, જાણ્યા તમને કપટી સાવ,
મારા સમ તું માન મધુરી, તરસ્યાને શાને તરસાવ,
મને આવે છે લાજ--એતો બ્હાનું છે આજ,
કાલ કહેશો કે પ્રાણ, મને જોબનની લ્હાણ,
આપો આજે આનંદેથી શાણા સુજાણ—

---

## અંક ત્રીજો.

---

સખીઓ— ૩૦

મેદીમાં નિહાળ ને કુમાશ રંગલાલ,
લાલને લડાવનારાં પાન ચુંટી ચાલ,
સૈયર મેંદી લૂટી લ્યો...................

સાથબાને નકવેતજ રૂચે, જોબન આ નવરંગ,
અંગ રંગીલે ચાલ સખીતું, મેંદી મારી સંધ—સૈયર.
હુથ પગો ભર કામ કરીને, ઘાસી ગયા છે છેક,
જોબન મોંઘું બાળવનારી. મોંઘી મેંદી એક---સૈયર
મારા માવાને મોહુ મેંદીનો જોતાં રાજી થાય,
ભૂજ ભરીને ભેટી પડે ત્યાં, ચોળી ન અંગે માય--સૈયર

કાંચનમાળા— ૩૧

સજની શીયળ સંભાળીને ચાલીયે;
ભવમાં મળ્યો જે ભરથાર,
તે પતિ સાથે રૂડી પેરે મ્હાલીએ.
ભાગ્યે જે લખીયો, લંગડો કે કુબડો,
પ્રભુ તેજ રૂડો મન વાળીયે—
અવર અનુપ નર અંગાર રૂપે,
નીજ પતિ સેવા સંભાળીયે—
દુઃખ વેઠીને અતિ શૃંગાર,
રાખ્યું શીયળ જો રામની રાણીયે—

કાંચનમાળા, કુણાલ— ૩૨

જાગરે જીવ કર કાંઇક સત્કર્મ તું, શું રહ્યો સ્વપ્નમાં મોજ માણી;
મન રહ્યું પાંગળું વૃત્તિઓ વેગથી, ખેંચતી જન્મની સહુ કમાણી
કેદ કર વૃત્તિઓ જ્ઞાનના કોટમાં, ચોટ લાગે નહિં કોટ આણી;
વિશ્વ વેપારનો પાર આવે નહિં, સાથ લે તે થકી તું પ્રમાણી;
છંડ અજ્ઞાન તું ધ્યાન કર જ્ઞાનનું પાપ ધોવા ભરી પુણ્ય પાણી:—

કુસુમ— ૩૩

સમય જો હોય સારો તો સકળ સંસાર સારો છે,
સમય સારો સીધાવ્યો ત્યાં નહિં સંસાર તારો છે—
સમય પર જે મહારાજા સમય પર તે ધરે ભગવાં,
સમય પર ખાય તે ધક્કા સમયનો રંગ ન્યારો છે—
ચઢે બાદળ ચઢે ભરતી ચઢે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં સમયનો રંગ ન્યારો છે—
સમય સારે ન સારૂં જે કરે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા સમયનો રંગ ન્યારો છે—

ઉપગુપ્ત— ૩૪

તારણ હારો સહુને તારશે, બુદ્ધ તારી લે તારો બાળ;
ધર્મ જે ધીરા ધારે, તરે તે બીજાને તારે,
પાણી પહેલાં બાંધી પાળ.... .... .... ...
દુઃખડાંનો ડોળી દરીયો વસીયો જે તારે પારે,
તેની લેને તું સંભાળ............................

ચતુર, કસ્તુરી, રોહણી, | ---૩૫
ચંદન, સૂલક્ષામણી, જાુઠો. |

ચાલો વીવા રચાવીયે, ચોરી બંધાવીયે
હોંશે પરણાવીયે કસ્તુરી આજ
ઝનનન ઝનનન ઝમ ઝમ વાજાં વગડાવીયે--
આ મધૂર, પ્યારી નૂર, પીશું પૂર ચકચુર--

કાંચનમાળા— ૩૬

ભરપુર છે હર્ષ હૈયે,
નયનનું નૂર આવી લઈએ,
મોહન વર, પામી નયન,
દરશ રાજવી દઈએ;

કાંચનમાળા, કુણાલ— ૩૭

ચાલો ચાલો મંદિરિયે રંગીલા રાજ;
મારી હૈયાની કુળી રાજ ખીલી આજ;
સેજ સમારૂં હું, વારણા વારૂં હું—
આપું અધર સુધા રસ ભોગીને,
બાંધો કસીને બંધન યોગીને,
તનમનના, બંધનમાં, બાંધું હું, છટકોના—